# બાલાજી-શતક

યાને

## સુરતનો બીડન-સ્કવેર.

રચનાર તથા છપાવી પ્રસીધ્ધ કરનાર

ખુશાલભાઇ પ્રાગજી દેશાઈ.

ઠે. ખરસાડ, વાયા અમલસાડ.

સવંત ૧૯૬૫ સને ૧૯૦૯



ધી સંદેર પ્રીન્ટીંગ પ્રેસ ભાગાતળાવ સુરત.

મુલ્ય દોઢ આના.

# બાલાજી-શતક

યાને

## સુરતનો બીડન-સ્કવેર.

રચનાર તથા છપાવી પ્રસીધ્ધ કરનાર

ખુશાલભાઇ પ્રાગજી દેશાઈ.

ઠે. ખરસાડ, વાયા અમલસાડ.

સવંત ૧૯૬૫ શને ૧૯૦૯



ધી રાંદેર પ્રીન્ટીંગ પ્રેસ ભાગાતળાવ સુરત.

મૂલ્ય દોઢ આનો.

# બાલાજી-શતક.

યાને

## ( સુરતનો બીડન-સ્કવેર. )

( શાર્દુલવિક્રિડીત વૃત. )

પામ્યા દિગ્ગજથી થઇ, હિન્દ-ભુમી, જે શહેરમાં લાંગરી
મો'ટાં જંગિ ઝહાઝથી, પ્રથમ જ્યાં વેપાર માંડિ કરી
પ્રખ્યાતાં અતિ પૂર્વનાં, નગરના, પ્રસિદ્ધ ગોપીપુરે
દીઠો બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે—૧
દીઠાં દેવલ દેવ દેવિ ફરતાં, ચોપાસનાં બાગમાં
રક્ષા બીડન--સ્કવેરની કરી રહ્યાં, દેશોત્કર્ષ કાર્યમાં
બાલાજી તુજ ટેકરો બીડન તે, જ્યાં જંગી મેળા મળે
લીધું " બીડન--સ્કવેર " નામ ભુમિયે, બાલાજીને ટેકરે—૨

કે'તા છે, "બલિ--ભોંય" લોક--સુરતી, ભૂમી બળી રાજની
નવ્વાણું બલિ--રાજનાં જગન શૂ? લેવા પદ્વિ ઇંદ્રની
ડોલ્યાં આશન ઇન્દ્રનાં, શિવ તણું કૈલાસને શિખરે!
દીઠા બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે—૩

ગળ્યા પ્રહર વામને છડિ ધરી, દ્વારે બલી રાજને
કિધું પ્રાશ્ચિત વિષ્ણુયે, છળ તણું, લીધા પછી રાજને
પાતાળે બલી ચાંપતાં નહિં ડગ્યો, શાબાશ! ટેકી ખરે!
દીઠા બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે—૪
લેવા સ્વાધીન રાષ્ટ્રની અધિશ્વરી, "કોન્ગ્રેસ" માહેશ્વરી
મોડેરેટ બહુ મથ્યા, કળ કરી, પ્રાણુપર્ણો પાથરી
પૂરી હોંશ થઇ નહિં સુરતમાં, બાલાજી વ્હારો કરે
દીઠા બીડન--સ્કવેર શહેર સુરતે, બાલાજીને ટેકરે—૫
હિન્દુસ્તાન દશે દિશા ખળભળ્યું, કોન્ગ્રેસને લઇ જતાં
વ્હારે નાગપુરી ચઢયા સુરતમાં, મા'શષ્ટ્ર જ્યાં જાણતાં!
ખાપર્ડે! ધન્ય! તિલકે! અર્વિંદે, ઝુંડા લિધા મોખરે
આવ્યા બીડન સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે—૬
"પ્રોવિન્શિયલ--કાનફરન્સ" સુરતે, પ્હેલી મળી જે સમે
ટંટો દ્રેશ વિદેશી કાપડ તણો, વોલંટિયર્સ રાષ્ટ્રિયે
સ્વિકાર્યા નહિં પે'રવા, ખટપટો, ઉભી થઈ મો'ટી તે
પ્હેલી, બીડન-સ્કવેરમાં, થઇ સભા બાલાજીને ટેકરે—૭
પ્રેસિડન્ટ સ્થળે છબી, ગણપતી, સ્થાપી હતી રાષ્ટ્રિયે

ડાહ્યાભાઇ વકીલ ભાષક ઉભા, પ્હેલાજ એ ટેકરે
સાહ્યાભાઇ વક્તૃત્વ સરસ તે, ખેંચી લિધા આકૃષે
પ્હેલે બીડન—સ્કવેર જાગૃત થયો, બાલાજીને ટેકરે—૮
મોડા આવ્યા ગુલાબદાશ વકીલ, બેઠા પછી અધ્યક્ષે
દીધો દેશિજ "ડ્રેસ" દામ નિજથી, રાખ્યો અણી-નોકતે
નાંકે રાષ્ટ્રિય હિતમાં, સુરતિયો, ઐકયે ઉભા મોખરે
દીઠો બીડન---સ્કવેર શહેર સુરતે, બાલાજીને ટેકરે—૯
ખાપર્ડે શ્રિગણેશનાં ગણપતી, કોન્ગ્રેસનાં કાળમાં
બેઠા આશન માંડિને સ્થિર થઇ, ચિરંજીવી સ્થાનમાં
મંડાયા શ્રિગણેશ દેશ--ગુર્જરા, પ્હેલી કિધો સુરતે
જાગ્યો બીડન—સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૧૦
ખાપર્ડે શ્રિગણેશનાં ગણપતિ, સર્જીત સ્થપાવવા
સંજોગો સહું એકઠા કુદરતી, પ્હેલા "ગણાનંત્વા"
દેખાડયાં ચિન્હ કુદરતે કન્ફરન્સે, રાષ્ટ્રિય વોલિન્ટયરે
પામ્યો પ્રસિદ્ધ શ્હેર સ્કવેર--બિડન બાલાજીને ટેકરે—૧૧
આવ્યા સુરત શ્હેર નાગપુરથી, છાપો વળિ કાઢવા
વધારો પત્ર "દેશ--સેવક" તણો, કોન્ગ્રેસને રક્ષવા
માંડીવાળિ વિચાર ભાષક રૂડા, નિમંત્યો તે ખાપર્ડે
આવ્યો બીડન--સ્કવેર વિર સુરતે, બાલાજીને ટેકરે-૧૨
ખાપર્ડે ગુજરાતને નવિગતી, આર્પિ કરી ગર્જના,
ગાજયો દેશ ગુજરાતનો, થરથર્યા, ટાંગાજ મૌવાલનાં

ખાપર્ડે ગુજરાતમાં ન ભુલિયે, મોહ્યાજ સંભાષકે ! !
કોપ્યો બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે—૧૩
આભારી ગુજરાતને બહુ કિધું, માવાલડા ડાબિને
તા'રા' નામ ઉપરે મરિફિટે, જીવોજ ઓવારિને
દાદા સાહ્યબ ખાપર્ડ, સુરતના જહાલો મળ્યા એકત્રે
ઘુમ્યા બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે-૧૪
મુક્તિ મોહન મંત્ર, શ્રી તિલકનાં, ભૂલે નહીં ગુર્જરો !
દોડયા રાષ્ટ્રિય યોદ્ધ તે, અજીતસિં', માવલડા શૂં કરો ? !
સાથે "નેશનલિસ્ટ" ત્યાં સુરતનાં, વ્હારો પછી જ્યાં કરે
ઉભા બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે-૧૫
ઉભા રાયજી ડોકટરો, મનન્તજી, મેતા, અને દિક્ષિત,
ડાહ્યાભાઇ વકીલ શ્રી કશનજી, વ્હારેજ ધાયા ઝટ્ટ !
સાથે પોપટભાઇ, નેશનલિસ્ટ, દેશોદયે જ્યાં ખડે !
ક્રીડા બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે-૧૬
તા'રૂં અક્ષય નામ ઓ ! થઇ ગયું બાલાજીના ટેકરા !
હિન્દિના, ઇતિહાસમાં ઝળકશે ! હંમેશ સ્વર્ણાક્ષરા !
ભુંસાશે નહિં છાપ, તે, અવનવા, દેખાવ આંખે તરે
જોયા બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે-૧૭
તારી ભૂમિ પવિત્ર દેશ હિન્દમાં, યાત્રા ભવિશ્યે થશે
સિન્ધુ, ભૂશિર, હિમગિરિ, નદિ તે, ઇરાવદી સર્હદે,
જાત્રાળું ઝુંડ આવશે, નિરખવા, ટોળાંજ સૂર્યપુરે,

જોવા બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૧૮
લોકો પ્રાન્ત અનેકનાં, હિન્દતણાં લીલાં પિળાં રંગના
વસ્ત્રો, લાલ, ગુલાબિચાં, વિવિધ તે, જુદાજુદા વેશમાં
આવ્યા, રાજ્યકિં કાર્યની, ચળવળે, બાલાજી મેદાનમાં
જોયો બીડન--સ્કવેર, કે, સુરતનો, આભા થયા દેખતાં--૧૯
ભુલાતા, નહિં દિન, તે, સુરતનાં, સંધ્યા સમે ભીડમાં
ઘંટા દેવલ વાજતા ઘણુ ઘણી, નાદો નગારાંજનાં
મંત્રોચ્ચાર ઉપાધ્ય દેશ હિતનાં, પોકાર, સિંહો કરે
ગાજી બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે ૨૦
જાળી, બારિ, અટારિ, ભિડભપકે, ચોગાસ આવાશમાં
જોવા ઊતરિ સ્વર્ગથી, સુરતમાં, આકાશી દેવાંગનાં
જોવાં, ભારત વર્ષનાં, વિરનરો, પૂષ્પો પડે ઉપરે
જોયાં બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૨૧
ચૂડા કંકણ આભ્રણો, ઝળ હળ્યાં, ગુલાબી તે ગાલમાં
હાસ્યે ચિત્ર વિચિત્ર તે, નિરખતી, આશીષ દેતી ઘણાં
વંદેમાતરં, બોલતાં, શિશુઘણાં, ઉલ્હાસમાં અંતરે
ગાજ્યો બીડન--સ્કવેર શ્હેર સુરતે બાલાજીને ટેકરે--૨૨
છાપાના પ્રતિનિધિયો, બીડનમા, આવ્યા બહુ દેશનાં
વેપારી, જમિદાર, ખેડુતવળી, દેશાઇ દેશી તણાં
પાટિલો, વળિ ડોકટરો, વકિલને, પ્રોફેસરો, મો'ટા તે
આવ્યા બીડન--સ્કવેર શહેર સુરતે, બાલાજીને ટેકરે--૨૩
બાલાજી વળી આવિયા સુરતમાં, પ્રભાતનાં કાળમાં

જોવા સ્થાન સભાતણું, સુરતમાં, વિખ્યાતું એ મધ્યમાં
અગ્રે ભારતવર્ષનાં વળિ બીજા, જે દેશ સેવા કરે
આવ્યા બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે-૨૪
બેઠા'તા સહુ આવિને, ઉમળકે એકાશને, પાથર્ણે
રાખી ભાવ સમાનતા, નહિં દિઠી, જૂદાઇ ત્યાં તે સમે
ભાતૃ-ભાવ ઘણો દિઠો, બહુ સમે, સંયુકત ઐકયબળે
ઉભા બીડન સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૨૫
વિદ્યાર્થિ બહુ ઝુંડમાં વળિ દિઠા, લોહી ઉંચા ઉચ્છળે
પ્રાણાર્પણે ડગે નહિં, અચળતે તૈયાર સેવા કરે
ચર્ચાતી દિન હિન ત્યાં હિન્દ દશા, ઉદ્ગાર શોકે કરે
દીઠા બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૨૬
ઉડયાં "હિન્ડ-બીલો" બહુ અવનવાં, રાતાં લીલાં રંગના
ઉડયાં તોરણ આળતે, પુલતણાં, મુઠ્ઠા વધાવે ઘણાં
રાતી ત્યાં સુરખી દિઠી, ગગનમાં, સંધ્યા તણાં ભાસ્કરે
દીઠા બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૨૭
સન્યાસી, ઉપદેશકો હિન્દતણાં, જૂદા જુદા ભાગનાં
આવ્યા પંડિત દેશના, કવિશ્વરો, આખા હિન્દુસ્તાનનાં
ચો'પાન્યાં "ન્યુસપેપરો" સુ છબીઓ વેચાય ત્યાં થોકડે
દીઠા બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૨૮
ભિન્ન ભિન્ન વેશમાં, બહુ દિઠા, લોકો હિન્દુસ્તાનનાં
બોલે રાજસુ-યજ્ઞનો, અહિં મળ્યો, મેળો મહોત્સાહમાં

મુકિત દેશતણી થવા મથન જે, મોટા પ્રયાસો કરે
આવ્યા બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૨૯
પૈસા પૈ લઇ બાલકાં, ખરિદતાં, ન્હાની રૂડી ચોપડી
દોડે, ને વળિ આખડે, વળિ પડે, વિચિત્ર ટોળી મળી
છુંદે, ને, ગબડાવતા, પરસ્પરે, તોફાન ત્યાં આદરે
દીઠો બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૩૦
ખાવાનું ખુમચા ભરી, ફુલતણી, છાબો ભરી વેચતા
સોડા આઇસ--ક્રિમને, ફળ ઘણાં, વેચે ફરી ફેરિયા
રે'તી ભીડ ભરાઇ ત્યાં તલભરી, ખાલી નહિં ત્યાં ખરે!
દીઠો બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૩૧
દીવાના ઝળકાટમાં, ગડગાડે, દેવાલયે વાદયનાં
વેચે પુસ્તક વેચનાર ભપકે, પાડી બુમો રાગમાં
કાળા વેશજ "ડ્રેસ"ની, વળિ છુપી, "પોલીશ" ફેરાફરે
આવી બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે-૩૨
તાળીના ગડગડાટથી, નહિં બિજું, સૂણાય ના કાનમાં
ગાજ્યા કેસરી હિન્દનાં ગડગડી, ઉંડી પ્રતિ ગર્જના
આકાશે, પડઘા પડયા, પ્રતિધ્વની, ગીરી તણાં શિખરે!
ગાજી બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૩૩
ધર્માચાર્ય સુગંધની સળિ અને, પુષ્પો લઇ આવતા
દેતા આશિષ, ભાષકો બીડનમાં, જે ભાષણો આપતા
ભાલે કુંકુમ ચાંદલા, કરિજતા, સ્વસ્તિ ભણી મૂખડે

દીઠો બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૩૪
ગાડીના ખખડાટને, બળદનાં, એકકા ઘણાં આવતા
ઘોડાના ધુમશાન,ને, હય-રથો, ચોપાસ ત્યાં દોડતા
દેખાવો ઘડિયે ઘડી, બહુ થતા, પ્રજા--પતાકા ઉડે
દીઠો બીડન-સ્કવેર શહેર સુરતે બાલાજીને ટેકરે-૩૫
"ટ્રાફાલ્ગર--સ્કવેર" લંડન" તણો, જાયે વટાવે મુલે
મો'ટો "હાઇડ-પાર્ક" તે, પુત્તલ ને ઘોડા દર્વાજા ઉંચે
તેનાથી, નહિં ઉતરે, અગત્યમાં, પ્રજા સભા જ્યાં ભરે
વ્હાલો બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે-૩૬
હિન્દિના હકક સ્વાર્પણો નિજ કરી, જે આવિયા સ્થાપવા
તેના પાદ-રજે થઇ, પુનિત તે, તા'રી ભુમી ટેકરા
તિર્થ રાજકી' એ થયું, સ્મરણનો, ઉભો થશે સ્થંભ તે
ઊંચો બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે-૩૭
લાવ્યા સુરત શ્હેરમાંજ, કબજે "કોન્ગ્રેસ" લેવા મથ્યા
કાઢયા હાંકી મવાલડા, બીડનનાં, જોદ્ધા પછી જ્યાં ચઢયા !
દેશી દ્રોહિ થયા ઘણાંજ, જગતની, ધિઃકકાર પ્રજા કરે
[illegible] બીડન-સ્કવેર શહેર સુરતે, બાલાજીને ટેકરે-૩૮
[illegible], દેશ ઉદ્ધારવા, કહિં તમે, ખૂણે પડયા કયાં ગયા?!
[illegible], ઠાકજ, માકીયા ! દિવસ તે, લેખાઈ લેખે ગયા !
[illegible] હતા તમે, પછિ પ્રજા, જાણો જીવે કે મરે ?!
[illegible] ! બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે-૩૯

મ્હેલું, પ્રારંભ પૃષ્ટ તે ઇતિવૃત્તે, સૂર્યપુરે ઉઘડયું
જન્મિ ઉદય–પદ્ધતિ નવિ અહીં, "કોન્ગ્રેસ"માં જે બન્યું
તોડી ચોક્કસ વ્યક્તિની, સુરતિયે, ઝુહાકી આડંબરે !
જાગ્યો બીડન સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે–૪૦
રાખ્યું નામ, અણિ સમે, સુરતઓ ! ઝંખાયુ ના તેજમાં
કીધો તેં ઉપકાર દેશ હિન્દને, પ્રજા તણાં પક્ષમાં
આવ્યા'તા બહું હોંશમાં, બહુ બડા ! નાઠા ઊભે પુચ્છડે
ધન્યા બીડન--સ્કવેર, તેં બહું કિધું, બાલાજીને ટેકરે--૪૧
જાણ્યુ" તું ગુજરાતમાં, નથિ કંઇ, એવું કાંઇ હિર તે
જાણ્યું છે, ગુજરાતમાં, દમ બહુ, મૌવાલના ભૂલશે
જીલ્લા---સુરત---શ્હેરના, યુવકો, રાષ્ટ્રિય વોલ્નિટયરે
સેવા બીડન સ્કવેરમાં, બહુ કિધી, બાલાજીને ટેકરે--૪૨
શ્હેરો, ને, વળિ ગામડાં, ગુર્જરો ! આખા ગુર્જરા ષ્ટ્રનાં
દોડયા ક્રોધ કરી, અનેરૂં નિરખી, રાષ્ટ્રિયની સાહ્યમાં
શાબાશે ! ધન્ય ! ગુર્જરો ! વિર--સુતો ! માતા ગુર્જરી હસે !
જોઇ બીડન--સ્કવેરમાં ગુર્જરો, બાલાજીને ટેકરે--૪૩
માતાઓ ! ગુજરાત ! ઓ ! તુજ સુતો, ઘુમ્યા પ્રયત્ને બહુ
રક્ષા રાષ્ટ્રિય--દેવિનીજ કરવા, પ્રયાસ કીધા સહું
ઉશ્કેરાઇ મૌવાલડે છરિ તિણી, " કોનગ્રેસ " ભોંકીઉરે
રડયા બીડન--સ્કવેર જોદ્ધ સઘળા, બાલાજીને ટેકરે--૪૪
બેસાડી હિન્દ ગોખલે, હિન્દ તણી, " કોન્ગ્રેસ " દેવી ખરે

માર્યા, માર, મવાલડે, પત્થરે, કાચો જડયા છાપરે
કિલ્લો--સુરતનો, નહિં કંઇ કિધું ! દોડયા હતા આશ્રયે !
લાગ્યા બીડન--સ્કવેરનાં શૂર પિંડે, બાલાજીને ટેકરે--૪૫

ઉમેદો, બડિ હોંશ, આશ, સઘળી, કિલ્લે હવાઇ ઉડી
જોડો એકજ ઉછળી, કડ કડયો, તે કાગ--માળો પડી
અન્યાયી અવરોધ માર્ગ ગતિનો, રાષ્ટ્રિય કાર્યે કરે
કોપ્યો બીડન--સ્કવેર શ્હેર સુરત, બાલાજીને ટેકરે--૪૬

છદ્દમ વેશ ખુલ્લો પડયો, ઠગી પ્રજા, છેત્તર પંડીકરી
આજે, ને, વળિ કાલ કંઇ મળશે, માવાલડી--ભાખરી !
આગેવાન ગણાઇ સ્વાર્થ નિજની, જાળો વળી પાથરે
તેવા બીડન—સ્કવેરથી થરથરે, બાલાજીને ટેકરે--૪૭

કર્તવ્ય ભૃષ્ટ કામના નથિ તમે, ડંફાસથી આર્ડતા
પે'રી કોટજ, પાટલુંન, ગળું--બંધે, કોન્ગ્રેસમાં, મ્હાલતા
રે'વાને વળી બંગલા, ધન પ્રજા, ઉડાવતાં કાંકરે !
કયાંથી બીડન--સ્કવેરમાં ભળિ જશે, બાલાજીને ટેકરે--૪૮

અકારા, અલખામણા. દુર થયાં, હાંકીજ કાઢયા હવે
"સિતારે-હિંદ" ચાંદ, માન વલખાં, ફાંફાં ચિનારે બડે !
રાઈ, બાઇ બહાદુરો, સર, ચરો, કો'ના ભરોસો કરે !
જોયા બીડન--સ્કવેર રંગ સઘળા, બાલાજીને ટેકરે--૪૯

માંથે લાંછન મુકવા સુરતને, સાથે ગુર્જરાષ્ટ્રને !
જાણી જોઇ તોડવા, કાળબળે, નિમંત્રી કોંગ્રેસને

છેડાયા વિરરાષ્ટ્રીયો ! તિલક શ્રી! આવી ઉભા આગળે
ઉભા બીડન--સ્કવેર શુર શઘળા, બાલાજીને ટેકરે--૫૦
બેરિસ્ટર, પંજાબના ભગત શ્રી, નામો ઘણાં ક્યાં ગણો!?
મોતીલાલ ઘોષ,ને, અશ્વનિ તે કુમાર બંગાલનો
સરૈયા વળિ ગજ્જરરે, બહુ કર્યાં, વાળી મુઠો ના છુટે
કોપ્યો બીડન સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૫૧
જીલ્લો સુરત, ક્રોધ કોપ કરતો " કો'ને પુચ્છી લાવીયા !
જ્યાં ત્યાં ગોળ વર્ષેણિયા, ગડબડયા, ડંડે ઉંચે ફાવિયા !
નાખ્યો દોષજ ટોપલો, કપટથી, નિર્દોષિયો ઉપરે
જાણે બીડન--સ્કવેરનાં, નહિ ભુલે બાલાજીને ટેકરે--૫૨
ગુર્જર રાષ્ટ્રજ જાગ ! જાગ ! જલદી, મેંવાલડે શૂં કર્યાં ?
સ્થાપ્યો, ગૃહવિચ્છેદ દેશ સઘળે, આખાં હિન્દુસ્તાનમાં,
થાયે માફ નહિંજ જે ભુલ કિધી, માવાલડા ગુર્જરે
કોપ્યો બીડન--સ્કવેર શહેર સુરતે, બાલાજીને ટેકરે--૫૩
શા માટે અલગા કરે નહિં પ્રજા, એવા મહાદ્રોહિને
પ્રજાકિચ્ચજ ભોગ અર્પણ કર્યા લેવાજ ઇલ્કાબને !
પાછા ટંગડી ઉચ્ચતે વળિ કરે, ફાવ્યું બહું વેતરે !
કોપ્યો બીડન--સ્કવેર શહેર સુરતે, બાલાજીને ટેકરે--૫૪
જેવું ક્ષેત્ર પવિત્ર, બ્રિટિશ ગણે, " ચાર્ટર--મેગના " મળ્યો
મેદાને " રનિમીડમાં, લખિ લિધો, તેતો હતા દેશિયો !
જ્યાં બંધારણ બીજ આશ ફણુગા, કોન્ગ્રેસનાં ઉધરે

વાળ્યા બીડન--સ્કવેર શહેર સુરતે, બાલાજીને ટેકરે--૫૫
માટે બીડન સ્કવેર તું સુરતનાં, તેથી અધિકો ચઢચો !
આખાં ભારત વર્ષના ભવિષ્યનો, ઝુંડો ખડો જ્યાં કર્યો
લેવો માર્ગ કયો હવે, પછિ હવે, વિચારવા આ સ્થળે
મલ્યા બીડન--સ્કવેરમાં, હિન્દ--સુતો, બાલાજીને ટેકરે--૫૬
એક્ષટ્રિમિસ્ટસ, રાષ્ટ્રિચો, યુગલ, તે ગંગા જમુના મળ્યા
તિર્થ--રાજ પ્રયાગ, બિડન થયું, તે રાજકિર્તિર્થમાં
મોડેરેટ મળિ જશે કદિ સમે, ત્રીવેણી તે સરસ્વતે !
જાત્રા બીડન--સ્કવેર સંગમ થશે બાલાજીને ટેકરે--૫૭
જે કાંઇ થશે હવે, હિન્દ હિતે, " કોન્ગ્રેસ " ઉભી થશે
પક્ષાપક્ષી ટુટી જશે, સહું તણાં, વિચાર પ્રકાશશે
માર્યો ડાંગ જુદાં પડે નહિં, કદી નિરો મહા સાગરે !
ભેગા બીડન--સ્કવેરમાં, ફરિ થશું, બાલાજીને ટેકરે--૫૮
થાશું એકેજ દીનતે, નથિ દુરે ભૂલી જશું ભાઇનાં
ડાટી ગૃહવિચ્છેદનેજ રડશું, બાઝી કંઠે ડોકમાં
માતા ભારતિ એકઠાજ કરશે, જૂદા નહિં રાખશે !
ભેગા બીડન સ્કવેરમાં, ફરિ થશું, બાલાજીને ટેકરે--૫૯
ત્યારે બીડન--સ્કેવેરતું ઝળકશે ! સ્મર્ણ--ચિન્હો રાખસું!
ટુટી, રાષ્ટ્રીય, દેવિના દિવસડા ! પુનઃ શંભાર! સું!
તા'રી ધુળ રજે સહું હિન્દ--સુતો, વંદીજ આલોટશે
આવી બીડન સ્કવેર શહેર સુરતે, બાલાજીને ટેકરે--૬૦

હિન્દિ--ભાવિક ગોકુળે જઇ કરી, રેતી--જમુનાજીમાં
સુવે ભકિ-તજ ભાવથી, તિરથમાં, સર્યૂ અયોધ્યાજીમાં
તે'વું રાજકી' મા'ત્મતે, વધિ જશે, ચર્ણોરજે શ્રેષ્ટજે
જાત્રા બીડન--સ્કવેરનીજ કરશું, બાલાજીને ટેકરે--૬૧
મકકાને હજાઝની, શુચિ ભુમી, જેવી હમે માનિયે
હિન્દુ મુસલમાનનાં, હિતસહું, દેશોન્તિ પ્રમાણિયે
હિન્દુ, મુસલમાન, પાર્સિ, સઘળા, એસ્થાનમાં આવશે
જોવા બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૬૨
જૂદી જુદી જાતનાં હિન્દ--સુતો, એસ્થાન જોઇ જશે
ઇસાઇ યુરેઝિયનો, ભવિશ્યમ!, હર્ષ ભર્યા દેખશે
ટુટી રાષ્ટ્રિય--દેવિ કેમ ? અહિંથી, તે ન્યાય તે આપશે
જાણી બીડન--સ્કવેરની હકિકતો, બાલાજીને ટેકરે--૬૩
બાલાજી રૂપ બાળતે, શ્રિપતિનું, શાક્ષાત છે જે સ્થળે
પુરાણે બહુ કાળ દેવલ હતું, જુનું બહું તે જગે
બલી--વામન નામ દેવલતણું, પ્રખ્યાત, શૂર્યપુરે
પાસે બીડન--સ્કવેર સ્હેર સુરત બાલાજીને ટેકરે--૬૪
વેત્રધારિ, ઊભા હતા, શ્રી શ્રિપતી, દેવાલયે દવારમાં
મુર્તિ વામન રાજશ્રી બળિતણી, પૂંજાતી બે સાથમાં
ટુટયું વામન રાજશ્રી બલીતણું જૂનાજ તે ખંડિયરે!
પાસે બીડીન--સ્કવેર શ્હેર સુરતે; બાલાજીને ટેકરે--૬૫
બંધાયા પછિ દેવલો, અહિં બીજાં, બાલાજી અંબાજીના

તે આ કાલ અર્વાચિન સઘળાં, ગોપી તણાં કાળમાં
જીર્ણોદ્ધાર કર્યું, શ્રી અર્જુનજીયે, બાલાજી બંધાવ્યું તે
પાસે બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૬૬
તુટયાં વામન રાજશ્રી બાલિ તણાં, દેવાલય સ્થાનમાં
જૂના તે અતિ કાળમાં, અહિં હતાં, વિહાર તે બૌદ્ધના
સત્તા તે શક કાળમાં, બુદ્ધ પ્રજા, રાજ્ય તણા આશ્રયે
બાંધ્યા બીડન આસપાસ સુરતે, બાલાજીને ટેકરે--૬૭
આચાર્યો બુદ્ધ ધર્મના, અહીં હતા. રે'તા વિહારે ઘણાં
સંખ્યામાં સહસ્રાવધિ, જૂથ ઘણાં, ટોળેજ ટોળાં મલ્યાં
બૌદ્ધો બ્રાહ્મણ, બૌદ્ધોને, ભણાવતા, તે વિશ્વ વિદ્યાલયે
પાસે બીડન સ્કવેર શહેર સુરતે, બાલાજીને ટેકરે--૬૮
પાનાં તે ફથલાવતા, ધુણવતા, માથે ઉઘાડે ભણે
અશ્વ--છત્ર અનેક રાજ્ય પ્રતિનાં, શ્રીમંતને આંગણે
ગર્ભાગાર ગજાવતા, શિષ્ય સહુ, વિદ્યા અનેકાગૃહે
પાસે બીડન સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૬૯
વિદ્યા વૈદક ન્યાય, સંગિતકળા, જ્યોતિષના શિક્ષણે
ઉદ્ભિજ રસાયણો, ગણિતને, સાહિત્ય સંભાષણે
કાવ્ય, નાટ્યા, અનેક શાસ્ત્ર ભણતાં પ્રાચિનમાં આ સ્થળે
પાસે બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૭૦
જુના પ્રાચિન કાળમાં, શક પ્રજા, આ ભૂમિનાં ભાગમાં
જીની રાષ્ટ્ર ક્ષિલાટ; ભાગ, વસતા, સ્થાનો કરી શ્હેરમા

ઉશ્વાદ-ત હિનિષ્કનો, સુત હતો, ન્હાપાન જામાતૃતે
આવ્યો બીડન ચોક શ્હેર સુરતે, બાલાજીને ટેકરે—૭૧
ઉશ્વાદત્ત, અવંતિકા, પછી ગયો સેના--સુઓ રાખીને
તેતો, બિડડુન, નામનો અહિં રહ્યો તે છાવણી સ્થાપિને
ચોપાસે શક--લોક, શ્હેરસ્થળમાં, મધ્યે રહ્યા ચોક જે
તેનું બીડડુન--ચોક, નામ પડિયું, બાલાજીને ટેકરે--૭૨
ભૂલાયું સદિઓ જતાં, બિડડુનનું, પ્રખ્યાતુ'તું નામ તે
સંજોગે પુનઃસ્મર્ણમાં, સુરતમાં, કોન્ગ્રેસથી આવ્યું એ !
રાજ્યકી' પક્ષ રાષ્ટ્રિયની, કલક-તે, લોકો સભાં જ્યાં ભરે
તેવો બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૮૩
લીધુ નામ ભૂલાયલું, બિડડુનનું સૈકા અનેકો પછી
તેથી છે, અભિમાન શ્હેર સુરતે, મેળા ભરી રાજ્ય'કી
જૂનું કે પછી એ નવું, બિડડુનનું, પ્રસિધ્ધ પામ્યું ખરે!
અક્ષ્યે ! બીડન--સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૭૪
વિખ્યાતું જુનું નામ બીડનનાં,, "ચત્વાર બિડડુન છે
જુનાં તે અતિકાળમાં, શક તણું, મો'ટો લિધો ભાગ છે
મેળા રાજ્ય'કી' તે જુના ભિડઅતી, રે'તી ભરાતી સ્થળે
તેઆ ! બિડડુન ચોક શ્હેર સુરતે, બાલાજીને ટેકરે—૭૫
જુના, માહત્મ, નાશ, ના, નથી થયાં, મા' સ્થાન આ દેશના
સંજોગે સહુ પામશે પ્રસિદ્ધમાં, આખા હિન્દુસ્તાનમાં
ઇતિહાસ ખરા થશે, હિન્દ તણાં, સોધો થશે ખોળસે

જેવો બીડડુન ચોકનો સુરતનો, બાલાજીને ટેકરે-૭૬
જુની જાતી થઇ ન નાશ સઘળી, ચિરંજીવી હિન્દની
"મેકિસકો-ઇન્ડિયન"ને વળી ડુબી, પાપીન" આસ્ટ્રેલિની
જ્યાં જ્યાં થાય પ્રવેશ પશ્ચિમ તણો, ખોડો ત્યાં નીકળે
જાગ્યો બીડન-સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે-૭૭
કેનેડા, ન્યુઝિલેંડ જાત જુનિતે, પેસિફિકે બેટની
ઉત્તરે ધ્રુવ દક્ષિણે,પૃથ્વી પડે, ખામી નહિં "વેસ્ટ"ની
શા માટે મુજ દેશીઓ, ભર ઉંઘો, નિર્માલ્ય ધોર્યા કરે
જાગ્યો બીડન સ્કવેર શ્હેર સુરતે, બાલાજીને ટેકરે-૭૮
"ચત્વારિક+બિડડુન" તું, શકતણાં જુનાજ તે કાળમાં
મો'ટા શક છાવણી કરિ પડયા, જ્યારેજ એ સ્થાનમાં
ડેરા, તંબુ, જરિતણાં, કળશ તે, શુનાં રૂપાં શિખરે
શોભા બિડુન ચોક સૂર્યપુરમાં, કેવી હશે ટેકરે--૭૯
લીલા, લાલ, ગુલાબિ, હિર પડદા, કિનખાબનાં આસ્તર્ણું
ઘોડાંનાં ઘુમશાનને, હણુંહણે, ચિંઘાડતા હાથિને
ઊંટોના સમુદાયતે, ગુરૂરતે, ...દો વિચિત્ર કરે
કેવો "બિડડુન-ચોક" શહેર સુરતે, બાલાજીને ટેકરે-૮૦
મો'ટાં, હાટ, ભરાઈ માલ વિવિધે, તે હાટ-વાડા મહીં
મ્હોટા માલ ઉડાવ ત્યાં, બહુ થતા, વેચાતી ચિજો ઘણી
દેખાતી શક સુંદરિ ખરિદતી, ટોળાંજ ટોળે મળે
કેવો બિડન--ચોક સૂર્યપુરમાં, દેખાવ એ ટેકરે--૮૧

હીરા મોતન નંગમાળ, ભપકયાં, સૂવર્ણું કોરે ભરી
રાતા પિત લિલાંબરો, ચિવરને, ઘાટો અને ચુંદડી
શોભીતી શકાંગનાં, બિડુનમાં, ગૌરાંગ ગૌરી ફરે
હાશ્યે બિડ્ડુન ચોકમાં ઠણુકતીં, બાલાજીને ટેકરે–૮૨
મ્હોટાં તે દરબાર રાજ્યકિ, ભરતા, બાંધી મહા મંડપો
વાજાં છત્રીશ રાગનાં, રણશિંગાં, ગાજ્યાં ઘને ગર્જનો
હીરા, મોતન, નંગ--માળ, નિલમો, હાટો ઝવેરી ભરે
આવી "બીડ્ડુન–ચોક" સૂર્યપુરમાં, બાલાજીને ટેકરે--૮૩
વસ્ત્રો, હિર, સુત્રાઉને, સુઉનનાં, પુલો ફળોનાં ઢગો
રાતાં પિચ્છ પિળાં સુનેરી રંગનાં, વેચાય જ્યાં પક્ષિયો
ભારા શેરડીને કુપા મધ તણું, કંદો મૂળો ઠાલવે
ગાડાં બીડ્ડુન--ચોક સૂર્યપુરમાં, બાલાજીને ટેકરે--૮૪
પાસેનાં અરણ્યની, નિપજ અહીં, વેચાવવા આવતી
કેશુડાં પુલ--માળ ફુલ મંજરી, વેણી ગુંથી બિહ્નડી!
માથે પુષ્પજ માળતે ઝબુક્તાં, સ્વાતંત્ર્યથી ઉચ્છળે
આવી બીડ્ડુન--ચોક સુર્ય પુરમાં, બાલાજીને ટેકરે–૮૫
સુગંધી વળિ ઔષધો, વન તણું, વાસી અહિં લાવતા
તૃણાંકુર સુગંધના, જડીબુટ્ટી, એ સ્થાનમાં વેચતા
મ્હોટા માંડલિક રાજના, અધિપતીં, મ્હોટાજ મંડળેશ્વરે!
ઉભરાતો બહુ ચોકએ બિડનનો, બાલાજીને ટેકરે–૮૬

દેખીતી શક લોકની ઉપરથી, સત્તા હતી ઉપરી
દેશીમાં ભળી ધર્મ દેશિ ગૃહિને, દેશી થયાતા ભળી
પ્રજાનું ધન પાછું પ્રાપ્ત થઈને, પાછું પ્રજાને ઘરે
દેતા બીડન ચોક લોક શકતે, બાલાજીને ટેકરે–૮૭

રાજ્ય–વૈભવિ સુંદરી શક તણી, સૈનિક સામ્રાટની
વેપારી તણી કલ્પ–વૃક્ષજ લતા, કારીગરોની ધણી
મ્હોટી તે ખરિદ્દી કરી, ધન તણી, થેલી બહુ ઠાલવે
આવી બીડન ચોક શ્હેર સુરતે, બાલાજીને ટેકરે–૮૮

આજે ખંડણિ આપતા, નમિ જતા, કાલે ઊંચી ડોકથી
જુનો ધર્મ ગૃહી, ગયા શક ભળી, દેશી સહુ રિતથી
તેવા સંપત્તિ શૌર્યના સમયમાં, પ્રજા કલ્લોલ કરે
ધન્ય ! બિડુન–ચોક લોક શક તે, બાલાજીને ટેકરે–૮૯

તુટયાં બૌદ્ધ વિહાર વામન બળી, દેવાલયો ખંડિયેરો !
તેના સ્ફટિક પાષાણો, લઈ ગયા, ઓદીજ ઇસ્લામિયો ।
જ્યારે ઉજડ શ્હેર એ તુટી થયું, પોઠો ભરી પત્થરે
લુટયાં બીહુન ચોક દેવલ ઘણાં. બાલાજીને ટેકરે–૯૦

સાદા પાષાણુ જે રહ્યા સુરજની, વાડી વિષે એ સ્થળે
દીધા નાયુક ગોપિયે, સુરતનો, કિલ્લો થવા તાપિયે
તેથી ગોપી મલ્લિકનીજ પદ્ધિ, દીધીજ ઇસ્લામીએ
તુટયો બીડુન ચોક શહેર સુરતે બાલાજીને ટેકરે–૯૧

બંધાયો શક લોકથી સુરતમાં, કિલ્લો જુના કાળમાં
પાણીની ભિંત, આગળે, સમીપમાં, ગોપીપુરા ભાગમાં
જીર્ણોધ્ધાર કિધો હતો તુઘલખે, ફિરોઝશા'ને સમે
ખોદી બીડકુન----ચોકનાજ પત્થરા, બાલાજીને ટેકરે--૯૨
બાંધ્યું ગોપિતળાવ ગોપિમલ્લિકે, કિલ્લો જુનો તોડિને
પાષાણે કિધી પાળતે, સુરતમાં વાવો વળિ બાંધિને
કિલ્લા બેહું જુના નવા, સુરતનાં, બાંધ્યા સમાર્યાજ જે
ખોદી બિડુન--ચોકનાજ પત્થરા, બાલાજીને ટેકરે--૯૩
બૌદ્ધિ બ્રાહ્મણ, જૈનીનાં, અગણિતો, મેળા થયા એ સ્થળે
જુના પ્રાચિન કાળમાં, સુરત ઓ ! તા'રી ભુમી ટેકરે
સંસારી વળિ રાજ્ય'કી ધરમનાં, પ્રખ્યાતાં સૂર્યપુરે
શોભ્યા બિડુન--ચોકનાંજ ચહુટ્ટાં, બાલાજીને ટેકરે--૯૪
ધાન્યો રાષિ ઢગે ધને, બિડનમાં, ચોપાસનાં ચૌહુટડાં
ધર્માચાર્ય, વિદેશી દેશી વણિકો, સૈનિક ટોળે મળ્યાં
જ્યાં કૌલાહલ અભ્ર ભેદી ગગને, માનુષ્યને સાગરે
ગાજ્યો બીડન--ચોક શહેર સુરતે, બાલાજીને ટેકરે--૯૫
ગાડાં પોઠી ધમાલ જ્યા, ખણખણ્યાં, ઘંટો અને ઘુઘરા!
જોગી, જંગમ, મોર--પિચ્છ ધરતા, સિદ્ધો અને સેવડા!
ટોળાં ત્યાં મળતાં ઘણાં, નટચટો, વિવિધ લોકો મળે
તે આ બિડુન--ચોક શ્હેર સુરતે, બાલાજીને ટેકરે--૯૬

ખાપર્ડે નહિં આવતે સુરત તો, બાલાજીના ટેકરા
ત્હારૂં પૂર્વ મહાત્મ સોધ કરિને પ્રસિદ્ધિમાં મુકવા
આવશ્ય નહિં કારણો, કંઇ હતાં, પ્રાપ્તો કર્યાં તેહવે
સેવા, રાષ્ટ્રિયમાં ઉભો બિડન તું, બાલાજીને ટેકરે--૯૭

જુના ને નવાં મા'ત્મ એ, અક્ષયરો' ખાપર્ડે સાથમાં
સાથે રાષ્ટ્રિય પક્ષના. સુરતના, અગ્રેસરોનાં રૂડાં
રે'શે અમ્મર નામ એ ભવિશ્યની, પ્રજા ઘણું પૂંજશે
આવી બીડન-સ્કવેર સ્મર્ણ કરિને, બાલાજીને ટેકરે-૯૮

અન્યોચિ-બળ તોડતાં, સુરતના લોકે કરિ નામના
પુરાં ગોપી હરી અને મહિધરે, શ્હેરે વિશેષે ઘણાં
વૈશ્યો, કાયસ્થ, જૈન, કણુબી અને, અનાવિલો નાગરે
દીધી બીડન-સ્કવેરમાંજ મદદો, બાલાજીને ટેકરે-૯૯

મા'રા સુરતિ લોકઓ ! સુરતના ! બુધ્ધિ મતામાં રૂડા
સાથે ગુર્જર દેશનાંજ સઘળા, એકયેજ ઉભા ખડા !
સૂકાની નબળા પડયા. મમતિયા, ભાંગ્યું ચઢી ટેકરે !
કોપ્યો બીડન-સ્કવેર શ્હેર સુરતે. બાલાજીને ટેકરે-૧૦૦

"વંદેમાતરં" દેશિયા, મુજ તણાં, વ્હાલા શૂરા ગુર્જરો !
દેશોદય, કરો તમે, હળિમળી, આગળ પાઉં ધરો !
પિચ્છે, પાઉં કરો નહિં, હિન્દ હિતે, અંગાર કયાં ભાખરે !
ખાપર્ડે સરખા હજો ! બીડનમાં, બાલાજીને ટેકરે-૧૦૧

જીર્ણોદ્ધાર ફરિ થવા, હિન્દ સુતો, નિદ્રા થકી જાગજો !
આયુષ્યે ધન, ધાન્ય, ને, પશુ, ધરા, આરોગ્ય હંમેશ રો'
જુદા પક્ષજના સહું, મુજ તણું, જે જે બન્ધુ દેશિ છે,
તેને બિડન–સ્કવેરનીજ કવિતા, અર્પિક્ષમા ચાહ્ય છે–૧૦૨

બોલ્યો હું કંઇ દેશ હિત કડવું, તે માફ બન્ધુ કરો!
વાગે માંગલ્ય નાદના ઉદયનાં, વાદ્યો તમે શાંભળો!
જાગ્યા છે! જગતેજ લોકં સઘળા, મો'ટાજ રોપે ફરે!
બોલો બીડન-સ્કવેરની જય! જય! બાલાજીને ટેકરે !-૧૦૩

**KH. P. DESAI;**



